(નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલી.)



# વિદ્યાર્થીને કાવ્ય સુબોધ.

રચનાર,

કૈલાસવાસી કવિ શિવાનંદજી

કલોદરા તા. ખંભાત.



પ્રકાશક,

વસો નિવાસી વ્યાસ ગોરધનરામ લલ્લુરામ

મુ૦ વસો.

આવૃત્તિ ૩ જી



પ્રત ૧૦૦૦

૧૯૨

અમદાવાદ.

ખાડીયામાં "હિતેચ્છુ પ્રેસ" માં મહેતા હરિપ્રસાદ પિતાંબરદાસે છાપ્યો.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫



કીમત રૂ. ૦-૧-૦

( નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતા
તરફથી ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલી. )

# વિદ્યાર્થીને કાવ્ય સુબોધ.

રચનાર,
કૈલાસવાસી કવિ શિવાનંદજી



પ્રકાશક,
વસો નિવાસી વ્યાસ ગોરધનરામ લલ્લુરામ
મુ૦ વસો.

આવૃત્તિ ૩ જી



પ્રત ૧૦૦૦

અમદાવાદ.

ખાડીયામાં "હિતેચ્છુ પ્રેસ" માં મહેતા હરિપ્રસાદ
પિતાંબરદાસે છાપ્યું.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫



કીમત રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવના.

આ નાના પુસ્તકને પ્રસ્તાવનાની કશી જરૂર નથી કારણ કે તેની કવિતાઓ વાચવાથી હેતુ તરત સમજાય તેવો છે, પરંતુ આ કામ પરમ ભગવદી મુરબ્બી શેઠ અમૃતલાલભાઇની મદદથી બનાવી પાર પાન્યો છુ ને આ કવિતાઓ લખવામા તથા કેટલીક કવિતાઓને ખેળવામા, શોધવામા તથા આ કાર્યમા પુર્ણ આગ્રહથી મારા પરમ મીત્ર વૈષ્ણવ અચરતલાલભાઇનો પુરો ઉપકાર માનુંછુ, તથા પુરાણી મગનલાલ જગન્નાથે તથા પા કાળીદાસ લલ્લુભાઇએ મદદ કરી છે તેથી તેમનો ઉપકાર માનુ છુ. આ મારો પહેલો પ્રયાસ છે તો ભુલ ચુક સજ્જનો દરગુજર કરશે.

લી. આપનો,

**વ્યાસ ગોવરધનરામ લલ્લુરામ.**

# અર્પણ પત્રિકા.



મારા પરમસ્નેહી—

રા રા પીરભાઈ મગનભાઈ કાપડીઆ. મુ. વસો.

હાલ નિવાસ અમદાવાદ સાકર બજારમા.

લાલભાઇ દલપતભાઈની મીલમા તાણાના કારખાનામા ભાગીદાર છે. પરોપકારી–શીલનચાર વિદ્યા વિલાસી છે ને મારા ઉપર પુરી મમતા રાખે છે તેમ દયાળુ છે વીગેરે સદ્દગુણ યાદ આવવાથી તેમનું નામ આ લઘુ પુસ્તક સાથે જોડી હુ મગરૂર થાઉંછુ.

લી આપને સ્નેહી.

વ્યાસ ગોરધનરામ લલુરામ

## ( દ્વી અર્થી દોહરો )

તે રસમા ગુલતાન થઈ, ચો દશ કીરતી કોટ,
દીવાળી દીપાવીને, ગ્રની પદ પ્રભુ રસ ઓટ. ૧

## ( વસંતતીલકા )

વિદ્યા વિલાસી શુભ અમૃતલાલ વીર
આ વર્ષમા નવીન હર્ષ મળો અચીર
આયુષ્ય વૃદ્ધિ સુખ સમૃદ્ધિ અધિક પામો
શ્રીજી સહાય થઇ કીર્તિ અખંડ જામો.

## ( સરસ્વતીની સ્તુતી )

નમીએ નમીએ નમીએ તમને હે સરસ્વતિ
દુ ખ હરી સુખ કરી લે માત ઇશ્વરી ટેક, (નમીએ) ૧
વિજય વિજય વિજય આપ માત માહરી
ચરણ શરણ સેવા નીત્ય કરીએ તાહરી (નમીએ) ૨
કર કૃપાય માત તું સેવા કરીએ તાહરી
કામ લેભ મદ ટાળો અર્જ માહરી. (નમીએ) ૩

## ( ઇશ્વર સ્તુતી )

વંદીએ વિશ્વંભરા ઓ વિશ્વના પતિ
તુજ કૃપા વડે બને સ્વદેશ ઉન્નતિ (વંદીએ) ૧
જો કૃપાળુ તારી થાય દૃષ્ટિ અમ ભણી
તુર્ત તો વિપત્તિઓ ટળે ઘણી ઘણી
દોષ ક્રોધ શોષ થાય દેવ અગ્રણી
ચરમાં સ્થિરમા ક્ષરમાં તુજ નિવાસ
સ્વ પ્રકાશ કર વિકાસ અદ્દભૂતાકૃતિ (વંદીએ) ૨

સત્ય પ્રેમને ઉમંગ તુજથી પામીએ
તોજ અધ.પાત કેરી ઘાત વામીએ
શ્રી સરસ્વતી સુકીર્તિથીજ જામીએ
ધર્મે કર્મે મર્મે ધરે હામ
જન તમામ ઠામ ઠામ હરણુ સંસૃતિ (વંદીએ) ૩
અતિ અનાથ જાણી હાથ સાહી શ્રી હરી
દુખાબ્ધિ મગ્ન સ્વપ્રજાને તારી લે જરી
ઉત્સાહ પ્રેમ અમ વિશે ઉમંગ આદરી
ત્રાતા જ્ઞાતા શાતા દઈ અધિક
ટાળી બીક હરણુ ઠીક ધારીએ ધૃતી (વંદીએ) ૪
શિવાનંદ સુખકંદ જય કૃપાધના
સફળ કરો આર્ય બંધુ કેરી કામના
વિકટ વિઘ્ન જાય થાય કામ હામનો
રિદ્ધી સિદ્ધી બુદ્ધિ અભરા ભર
અજરા મર તુજ પદપર રહે સન્મતિ (વંદીએ) ૫

## ( સ્તુતી. )

પરમ પ્રેમથી પ્રણામ સરસ્વતી કરૂ
વાગેશરી એ માત તારૂ સ્તવન હું કરૂ
સુખદ દેવી ઇશ્વરી મધુર વાયની
કવિની કુળદેવી તું મયુર વાહિની
પ્રમથી પુજાય દેવી સ્વર્ગ ગામીની
જેવી સેવી તેવી મહીગતી થઇ મતી
તુજ સ્તુતી ગાવું સુણ હું (પરમ)

એક કરે ગ્રહ્યો છે ગ્રંથ શોભીતો અતી
સ્ફટીકની ગ્રહીજ માળ બીજે કરે રતી
યુગલ કર કમળ વડે તું વગાડતી
વીણા ઝીણા તીણા સરર સરર સુર સાંભળું (પરગ)
વિરાજતી પદમાસને તુ દિવ્ય ગામિની
આર્યદવી બ્રહ્મસુતા જગત વ્યાપીની
અજ્ઞાન ટાળ જ્ઞાન આપ દાસ તુજ ગણી
તારી, સારી, પ્યારી, સુન ધારી, દે ભારી
ભારી, મતી સારી સુત તુંજ હુ.

## ( રાગ મહાડ )

મહારાજા સયાજી પુજ્ય પિતાજી જીવો ઘણુ જગમાંય
આપે આશીશ તાજી રૈયત રાજી ગુણ ગાય ગાજી જીવો ઘણુ જગમાય
શ્રીમંત શ્રી સરકાર સયાજીરાવ રૂડા ગુણધામ
ગુર્જર ના પતિ સુદ્ધ મતિ ગતિ ગુઢ અતિ અભિરામરે (મહારાજા)
વિદ્યા બાગ અથાગ ખીલાવ્યો શોભાવ્યો ગુર્જર ભાગ
વાદ્ય વરૂ શોક ત્યાગ કરી રાખ્યો વિદ્યા વિષે અનુરાગરે (મહારાજા)
વિદ્યા તરૂણના રસમય ફળને ચાખે ગરીબ શ્રીમંત
અધિક ઉમળકો લાવીને ઉરમા આશીશ દે છે અંતરે (મહારાજા)
પુત્ર પવિત્ર જય કરે એવા છોજી જયસિંહરાવ
જયસીહ રાવ કરો જય જગમા બુદ્ધિનો શુદ્ધ જમાવરે (મહારાજા)
શિવાજીરાવ સયાજી સમા થજો ધૈર્યસીહરાવ દ્રઢ ધીર
ઈંદીરા રાજા પુત્રો પુનીતા પામજો સુખ અચીરરે (મહારાજા)
ણા મહારાણી ચીમના બાઇનુ વધો અખંડ સૌભાગ્ય
પુત્રવતી મહા માનવંતી બની તીવ્ર થજો દુખ ત્યાગરે (મહારાજા

જે રાય કેરા રાજ્ય વિશે કવિ કો વિદ જન પોષાય
તે રાય વૈભવ પામે વડા વળી વિશ્વ વિષે વખણાય રે (મહારાજા)
વિક્રમ ભાજ હરીચંદ્ર જેવા કરો પ્રજાહિત કામ
પદ્માવતી પદ પુષ્ટ કરો રાખો આપનું નવખંડ નામરે (મહારાજા)
શિવાનંદ આનંદ ધરીને ઉરથી આશીશ આજ
રાજ્યના તાજનુ તેજ વધો રહો લાખેણી લોકમા લાજરે (મહારાજા)

## કવિત.

મેઘના સમાન આપ મન છે ઉદાર મોટું
સાગર સમાન ગુણ ગંભીર ગણાવ છો
રાજનીતી જાણવામા રૂડી રીતે રામ જેવા
પાંડવ સમાન શત્રુ જીતવા પંકાઓ છો
ભુગોળ ખગોળ વિદ્યા ભેદને ભણેલા આપ
માનવના રાજાઓમા મુખ્યજ મનાઓ છો
કહે કવિ શિવાનંદ શ્રીમંત સયાજી સુણો
ઇંદ્રને સમાન જોતા અમને જણાઓ છો

## (વિદ્યા મહિમા.)

### (શાર્દુલ વિક્રિડિત છંદ.

માતા તુલ્ય સદા પોષણ કરે પાળે પીતાની પઠે
કાતા તુલ્ય વિનોદ કારી વળી તે ના આપદામા હઠે
વિસ્તારે જશ દ્રવ્યદાન બહુ દે સન્માન આપે ઘણું
વિદ્યા છે સુર કલ્પ વૃક્ષ સરખી શા ! ગુણ તેના ગણું.

## ( ઉપજાતિ છંદ. )

છે ચાર વેદો ષડ અંગ ગાય, વિદ્યા મિમાંસા વળી તેણુ ન્યાય,
સદ્ધર્મ શાસ્ત્રો પછી છે પુરાણુ, તે ચૌદ વિદ્યા સમજો સુજાણુ,
શિક્ષા-તથા કલ્પ નિરૂક્ત છંદ, જોતિષને વ્યાકરણુ પ્રબંધ,
ષડાંગતે વેદ તણાં ગણાય, એવી રીતે સજ્જન સર્વ ગાય.

## ( વિદ્યાથી થતા લાભ વિષે )

### ( દોહરો. )

સર્વ સુણો વિદ્યાર્થી વિગતે ધારી વહાલ
ભણજો વિદ્યા ભાવથી ભણવામાં છે માલ
જન્મ ધરી જન જગતમાં મળતાં ઉતમ જ્ઞાન
ભણત જેહ ભણે નહી સમજો પશુ સમાન.
અક્ષરને નહિ ઓળખ્યો એ તો આંખે અંધ
સુણીને સાર સુઝે નહિ તો બે કાને બંધ
ભણવાથી બુદ્ધિ વધે સાર અસાર જણાય
વસ્તુ સત્ય અસત્યતે પોતાથી પરખાય

### ( વસંતતિલકા છંદ. )

વિદ્યા વડે અધિક શ્રેષ્ટ પદે ચઢે છે
વિદ્યા થકી વિવિધ હુન્નર આવડે છે
વિદ્યા થકી જશ મળે મહિમા મહાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.
વિદ્યા થકી ગ્રહ તણી ગણત્રી કરે છે
વિદ્યા થકી જળધિમાં જન સંચરે છે.

શોધાય ભુમી તળથી ધનના નિધાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.
સુવર્ણ વાળી ભૂમીકા જગમા જણાય
સુવર્ણ ધારી બનતા સુખથી પમાય.
સુવર્ણ કે વપુ હશેજ વિવર્ણ વાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.
વિદ્યાથી બુદ્ધિ પરિપુર્ણ પ્રકાશ પામે
બુદ્ધિથી જુક્તિ મન મધ્ય અનેક જામે.
જુક્તિ વડે સરસ સાધી શકે સુકાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.
પાતાળમા પણ પ્રવેશ કરે પ્રતાપી
આકાશ કાળ અણુમાપ શકેજ માપી
વિદ્યા થકી ગગન ચારી રચે વિમાન
વિદ્યા સમાન ધન કોઈ નથી ધિમાન
વિદ્યા થકી વન પશુ વશમા કરાય
વિદ્યા થકી બધી વનસ્પતી ઓળખાય.
વિદ્યાથી પામી શકશે જન તત્વ જ્ઞાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.
જે થાય છે નવનવા નિત્ય નિત્ય શોધ
વિદ્યા પ્રતાપ થકી થાય કવિ મહાન
વિદ્યા સમાન ધન કોઈ નથી ધિમાન.
વિદ્યા થકી જરૂર દુર્ગમ દુર્ગ લે છે
સામ્રાજ્ય થઇ સરસ છત્ર શિરે ધરે છે.
સનમાન પામી શકશે વળી ખાન પાન
વિદ્યા સમાન ધન કોઇ નથી ધિમાન.

જો શબ્દ કોષ કદિ ગુમ રહે રખાય
તો દ્રવ્ય કોશ કદી પંડિત ના ચહાય.
તે જેમ માળી નિજ કોશથી બાગ પાય
સુખે કરી કુર વિષે કુસુમો કમાય

## ( દોહરો. )

જન્મ ધરી જન જાતિમાં ન ચઢયુ વિદ્યા નુર
શ્વાન પુછ સમ તેહનુ જીવન વ્યર્થ જરૂર.

## ( નિશાળે જવાનો સુબોધ ) રાગ ગરબી

સંચરીએ સ્થિર ત્યાં ઠરીએ નિત નિશાળમાં સંચરીએ ॥ ટેક ॥
માત પીતાને પ્રણામ કરીને પ્રેમ થકી પગલુ ભરીએ ॥ નીત ॥ ૧
લેખણ પાટી દફતર ખડીઓ તેને લેના નવ વિસરીએ ॥ નીત ॥ ૨
હઠ પકડીને ઉગતા ન પડવુ કલેશ જતા કદી ના કરીએ ॥ નીત ॥ ૩
સગ્ન પણા ॥ સ્વભાવ વરતો મે દુર્ગુણથી તો સદા ડરીએ ॥ નીત ॥ ૪
શિક્ષક કેરી શીખામણ સુણીએ એજ રીતે પછી આચરીએ ॥ નીત ॥ ૫
મોટાની મરજાદ ન મુકવી રાજી રહે એમ ઉચરીએ ॥ નીત ॥ ૬
બાળ સહીત ભલુ ભણતર ભાળીએ પરની ।ઓતે પરહરીએ ॥ નીત ॥ ૭
વિદ્યાથી મળતા અંતીક વડાઇ જોખમ એમા નથી જરીએ ॥ નીત ॥ ૮
શિવાનંદની શિક્ષા સુણીને સદગુણને ભાઇઓ સંઘરીએ ॥ નીત ॥ ૯

## ( ક્ષત્રી કલંક )

ભણેલો છ।। કહુંછે-અલ્યા કેમ રહ્યોછુ તુ ઘેર નીશાળે કેમ નથી આવ્યોરે
ભણ્યા વિના ॥ શી થાશે પેર ,,
ભણેલાને બહુ મળે માન ,,

વળી ચાભણુને અપમાન ,,
અભણુ મુળજી—રમવામા બહુ રહ્યો છે સ ર. નિશાળે હુ તો નહિ આવુંરે
ત્યા રહીને ખાવો શો માર, ,,
ગીલી પતગની રમત, ,,
ઘેર બેઠા કરીશુ ગમન, ,,
છગન—ધિક ધિક તુને આ વાર. નિશાળને તેં ધીક્કારીરે.
ઘેર બે। કરીશ શુ કાજ ,,
તન લક્ષ્મીની થાશે હાણુ, ,,
વળી મનુષ્યમા થાશે હાણુ, ,,
મુળજી—જાજા ડાહ્યો જાણ્યો તુને આજ. નોકરી મારે નથી કરવીરે
મારે ઘેર ઘણુ છે કાજ, ,,
ભલે વધશે તારી લાજ, ,,
ભાગી ભણીને બની જાઓ બાજ, ,,
બાપ—કેમ રમ્યા કરે છે ગમાર. નિશાળે કેમ નથી ગયોરે.
ઘેર રહીને થયો શુ ચમાર, ,,
કેમ બખત તુ જાત હરામ, ,,
ઘેર રહીને ફરતા ફરે આમ, ,,
જા જા નિશાળે આવાર, ,,
એમ કહીને લપડ મારી ચાર, ,,
મહેતાજી—અલ્યા કેમ રહ્યો તુ ઘેર નિશાળે કેમ મોડો આવ્યોરે.
તારા બાપ કરી શી પેર, ,,
છગન—સાહેબ સુણોને મુજ એક બોલ બજારમાએ ફરતો હતોરે
એના બાપે મારી જ્યારે ધોલ, ,,
ત્યારે આવ્યો એ મારી સાથ, ,,
નીકર ભીડતો મુજ સામો બાથ ,,

મહેતાજી—અરે મુરખ નાદાન, એવુ તે કૃત્ય શું કર્યું રે
મુળજી—જાવાદોને મુને આ વાર, હવે મને સાંભળ્યુ રે
મહેતાજી—ના મારૂ તુને આ વાર, એવું તે કૃત્ય કર્યું રે
મુળજી—મારા બાપે કહયો છે ગમાર, હવે મને સાંભળ્યુ રે
વળી રમતામા રહયો નથી સાર ,,

## ( ભુજંગી છંદ. )

અહો! બાળકો આ કહુ વાત જેહ
તમે રાખજો ચીત્તમા ધારી તેહ
જુવાનો થતા તે નહિ ભુલી જાજો
ભણીને પ્રભુના ભલા ભક્ત થાજો ॥ ૧ ॥ ટેક.
સમો જાણી નિશાળમા નીત્ય જઇને
શીખો સારી રીતે સદા સ્વસ્થ થને
ગુણો મેળવી સદ્દગુણીમા ગણાજો ॥ ભણીને ॥ ૨
શીખો શબ્દ શાસ્ત્રો શિખો શુદ્ધ વાણી
શીખો ભૂમીતીની ભલી ભાત ગાથા
કૃપાળુ પ્રભુની સદા કીર્તી ગાજો ॥ ભણીને ॥ ૩
ગણીતા ગણીને ગણો પુન્ય પાપ
કમાયા ખરૂ શુ કરો તેનુ માપ
નભે સર્વદા તે કમાણી કમાજો ॥ ભણીને ॥ ૪
લખી જાણજો અક્ષરો મોતી જેવા
લખી શુ ? શકે આળસુ કોઈ એવા
ભલુ માન પામી ધીમતો મનાજો ॥ ભણીને ॥ ૫
નહિ આવડે તોય મડ્યા રહેવુ
ગયો થાકી હુ એમ તો ના કહેવુ
ધરો દાગ હૈયે ન કાંઈ મુંઝાજો ॥ ભણીને ॥ ૬

ભગોળે ખરેખાત વિદ્યા ખરી છે
પ્રભુના મહીમાથી ભારે ભરી છે
ધરી ચીત્તમા ધર્મને પંથ ધાજો ॥ ભણીને ॥ ૭
દુ ખી દેખી કોઇ દયા દીલ લેજો
ભુખ્યો ભાળીને અન્નનું દાન દેજો
પિપાસાથી પીડાય તો પાણી પાજો ॥ ભણીને ॥ ૮
સદા માનજો શીખ શિક્ષા ગુરૂની
પૂરી રાખજો ભીતી તો શ્રી પ્રભુની
દૂરાચાર દેખી દુરેથી ડગજો ॥ ભણીને ॥

## ( દોહરા. )

ભણવાથી બુદ્ધિ વધે સાર અસાર જણાય,
વસ્તુ સત્ય અસત્ય તે પોતાથી પરખાય.
ચોપડીઓ રૂડી રચી મળી મોટા વિદ્વાન;
મહીમા પરમેશ્વર તણો તેમા સ્થાને સ્થાન.
પાપ કરે તે પાપીઓ નરક વિષે જનાર,
પુન્ય કરે તે પરમપદ પામે નરને નાર
એવો છે ઉપદેશ બહુ તે ચોપડીઓ માહ્ય,
નાસ્તિકની નીંદા ઘણી લખી દીસે જન ત્યાય.
કેફ ખાય કે જે પીવે તેને પણ ધિક્કાર,
છે ચોપડીઓમા લખ્યો રમવો નહિ જુગાર.
પ્રાણી ઉપર પણ દયા રાખો રૂડી રીત,
ચીજ ન કરશો ચોરની પ્રભુ ઉપર ધરી પ્રીત.
સેવા માત પિતા તણી સ્નેહે સજો સદાય;
શુભ એવી શિખામણો વાચનમા વંચાય.

આ સંસાર અસાર છે મોત તણો ભય ... કહ્યું રે
એવો છે ઉપદેશ બહુ ભજવા શ્રી ભગવાન ...યુ રે
અંત સમે આ જીવનુ સાચુ સગું ન કોય ... રે
એ અવસર સાચા સગા એકજ ઇશ્વર હોય ...ભજ્યું રે
ભૂલી એવા જ્ઞાનને, ઉલટે મારગ જાય,
કુસંગ કારણ તેહનુ જોતા એમ જણાય.
સત્ ઉપદેશ સુણે ઘણો પણ જો કરે કુસંગ,
એના અંતરમા ચઢે કુસંગ કેરો રંગ
માટે નાસ્તક નર તણો કરશો નહિ વિશ્વાસ,
પાપ ન કરશો કોઇ દીન ઇશ્વ નો ધરી ત્રાસ

## ( એ બાળાઓ શાળામાં નીચેની ગરબી ગાતી હતી. )

## ગરબી.

જે ન ભણ્યો ગમાર સજની તે નરને ધિકાર
ખોયો એળેરે અવતાર સજની તે નરને ધીકાર ટેક ॥ ૧
હજાર હંસની પંક્તિ વચ્ચે બગલો એક બલાય
પંડીતોની વચ્ચે મુરખ આમ તેમ અથડાય સજની ॥ ૨
વિદ્યા રૂપી અમૃત ફળનો રસ ચાખ્યો ન લગાર
દુરબુદ્ધિમા દોડયો દાડી હરકત વેઠી હજાર સજની ॥ ૩
જેણે માત પીતાની સેવા કરી નહી તલ ભાર
પતીવ્રતા પતિને મુકી નામ ધરાવ્યુ જાર સજની ॥ ૪
જેવા આવળના ફુલોમા સુવાસનો નહી સાર
દીન દેખીને દયા ન લાવ્યો કેવળ ભુમી ભાર સજની ॥ ૫
પશુ હોત તો પરને કાજ ઉપાડી ચાલત ભાર
પરમારથના કામ કર્યા નહી વણસાડયો વહેપાર સજની ॥ ૬

...ને તો વસ્ત્ર પખાગત તે ઉપર નરનાર
...દ કહે શી શિક્ષા જે મુરખનો સન્હાર સજની ॥ ૭

## અધુરી કેળવણી લીધાથી થતું ફળ.

### દોહરા.

સદ્દગુણ દુરગુણ હોય છે, જનમાં બેઉ જરૂર,
સદ્દગુણ સંઘરીએ સદા, દુરગુણ તજીએ દુર ૧
પણ એવા છે કૈક તો દુરગુણને લેનાર,
સાર તજીને ચાલણી, રાખે જેમ અસાર. ૨

### હરીગીત

છે દાસ દશકો માત્ર, તેની રીત સહુ જન સાંભળો,
તે અલ્પ કેળવણી લઈ, ઉરમાંહી રાખે આભળો,
સઠ કેરા ગાગડે ગુડી જેમ ગાંધી થઈ ફરે,
વડપણ જણાવા બાન શિરે, પાઘ પિતાની ધરે. ૧
અભિમાની થઈ ઉત્તમ જનોની રીતમાંથી તે ગયો,
મનમાંહિ જાણે મૂર્ખ જે હું, સત્ય સુધરેલો થયો,
નિજ દેશ કેરો વેશ તજી, પોષાક અવનવા ધરે,
માસ્તર કહ્યાથી મનાં ષે, ફક્કડ ફુલાતો બહુ ફરે ૨
ચશ્મા ચઢાવે ચક્ષુએ, અવિકારી આંખો છે છતી,
લે લાકડી કર માંહી જાણે ભાગી ગઈ પગની ગતી,
વળી પાટલૂન પહેરીને, પગમાંહી બુટ પછી ધરે,
વય પાઘડી લાયક છતાં, શિર ટોપી ધરીને સંચરે. ૩
કોટે પહેરે કોટ કોલર વેશ દિસે બાડીઓ,
માસ્તર કહે સહુ મિત્ર પણ જન તો ગણે સૌ ગારીઓ;

માસ્તર તણા ઘરમાહી હાહા કુસ્તી કરતાં હોય ાન,
લક્ષાધિપતિની તુલ્ય મનમાં, તોર તેને તોય છે.
માબાપની મરજાદ તો, રાખે નહિ રજ માત્ર તે,
ફક્કડ થઈ ફુલ્યો ફરે શણગારીને નિજ ગાત્ર તે,
જન વૃદ્ધને વહેમી કહે, બહુ બુદ્ધિ પોતામા ગણે,
માબાપની અભિમાની તે, સાચી શીખામણ નહિ સુણે
સુધરેલ એ જણાય જ્યારે, છોડી દેજ સ્વધર્મને,
ચીરૂટ ને શિગાર ફુકે, એવા કરે કુકર્મને,
અંગ્રેજ તો રવિવાર પાળે, ધર્મનો દિન જાણીને,
નિજ ધર્મ કેરા દિવસનુ, નહિ ભાન પાપી પ્રાણીને ૬
હું કેણ? મારી જાત શી? મુજ કોણ માને બાપ છે,
અંગ્રેજને અભિમાન છે, સુધરેલને મન શાપ છે,
ઉંચા અમે આ દેશીઓથી, એમ અગ્રેજો ગણે,
સમાન હક આપે નહિ ભણતર ન જોઉ રહી ભણે. ૭
સારા ગુણો ન આવડે, નીચાથી નીચા થાય છે,
સુધરેલમા ખપવા ખરા, સ્વધર્મથી શરમાય છે,
જો હોય માતપિતા ગરીબ, ધનાદિ રહિત જણાય તે,
સુધરેલ કે બગડેલ કહીએ તે થકી શરમાય તે. ૮
સુધરેલને જન કોઇ મળવા ઘેર તેને તો ગયો,
ત્યા એક ડોસા ગરીબને, નિરખી ઘણો વિસ્મત થયો,
પૂછ્યુ જને આ કોણ છે, સુધરેલ સુણતા તે સમે,
હળવે રહીને બોલીઓ, એ મનુષ્ય રાખ્યો છે અમે. ૯
ડોસે સુણ્યુ તે કાન ધરી, ચિત્ત રીસ ચઢી ઘણી,
ઊંચે સ્વરે તે ઉચ્ચર્યો હુ એની માનો છુ ધણી,
ધિક્કાર એવા પુત્રને, વિદ્યા ભણ્યો તે વ્યર્થ છે,
માતાપિતાને ન ગણે, એ તો ઘણો અનર્થ છે. ૧૦

પથ્થર હોયને વિપ્રો મળે તો નમસ્કારની રીત ખચીત છે,
શિવાનકથાજ સલા ' ે, ાનોની રીત ખચીત છે,
વિપ્ર જ્યારે વિપ્રા, સલામ કર એક કરે,
રીત તો વિપ્રીત ફિસે, અસુરને ઉચીત ઠરે. ૧૧
અંગ્રેજી ભણતરમા લગરે કયાંઇ નાસ્તિકતા નથી,
અધુરૂ ભણી નાસ્તિક થયા, વિદ્યા વગોવે તે થકી,
અંગ્રેજી ભણનારા ઘણા, નિજ ધર્મમાં દઢ હોય છે. ૧૨
તૃણ તુલ્ય બુદ્ધિ હોય હલકી, તેહ તો વહી જાય છે,
પણ અચળ પર્વત તુલ્ય તેહ સ્વધર્મમા સ્થિર થાય છે,
વળી દેશકાળ અનુસરી ઉદરાર્થે ઉદ્યમ કીજીયે,
પણ મોક્ષ તો સ્વધર્મથીજ છે, લક્ષમા તે લિજીયે. ૧૩
તજી કેફ ભાગ તમાકુ તજવી, ભાષણો એવા ભણે,
પોતેજ પણ પાળે નહિ, બકનાર એવા બહુ બણે,
વળી રાવસાહેબ પદવી પામી, ન્યાય બીજાનો કરે,
પોતા તણો તો ન્યાય તે, નકી કો કળે કદિયે ધરે. ૧૪
નિજ પાપનો ને પુણ્યનો હિસાબ કદિયે મેળવ્યો,
હુ કયાંથી આવ્યો? જઇશ કયાં? નહિ જીવ તેમા ભેળવ્યો;
દુર્લભ ગણે છે દેવ એવો, આ મળ્યો નર દેહ છે,
તે પામીને કરવાનું શું, ન તપાસ કીધો તેહ છે ૧૫
પશુ પક્ષીઓ પણ પેટ ભરવા, કાજ ઉદ્યમ તો કરે,
સંસારમા સુખ ભોગવે, તથી ન ભવજળ તે તરે;
પ્રભુ ભકિતને શુભ ધર્મ તે, નર દેહમાજ થઇ શકે,
ફળ તેનું તો ઉત્તમ અપાર, અખંડ અગાધ થઇ ટકે. ૧૬

દોહરો.

છોટી ઉમરના છતા, આવી મોટી વાત;
વિવેક ધરી વિચારજો, ભલા થઇને ભ્રાત.

જે પ્રભુએ રક્ષણ કરયુ, ગર્ભવાસમાં છે,
જન્મ પુર્વ જેણે રચ્યુ, માના સ્તનમાં ૪
આજ સુધી પણ એ પ્રભુ, આપે છે આ
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમા, રક્ષણનો કરનાર.
તેજ પ્રભુ તમ કારણે, વરસાવે છે મેહ;
જે ઉપકાર ગણે નહિ, લુણ હરામી તેહ. ૫
પ્રભુ આજ્ઞા ઉલ્લંઘીને, વર્તે જેહ સ્વચ્છંદ;
મુરખમા મુરખ ગણો, તે માણસ મતીમંદ.
જોવાની કે શ્રવણની, શક્તિ ખેંચી લેય;
મનુષ્ય બિચારો શુ કરે, દુ:ખમા દીન કાઢેય.
વનમા વેલી વૃક્ષનો, છે જેને અવતાર,
તેવું તન જો હોત તો, શુ પામત સુખસાર.

( પુષ્પિતાગ્રા. )

કદિ પણ પ્રભુનો પાડ ન ભુલો,
શુભ સરજ્યો આ નર દેહ અમુલો.
આધિક ગરજ છે એની અંતે,
નહીં ભુલવુ કદી તેહ બુદ્ધિવંતે.

( હરીગીત. )

અતિ જંગલી જન જેહ હતા, જુગતી ન કશીએ જાણતા,
રંગે કરી નીજ અંગ રંગી, વસ્ત્ર એજ વખાણતા;
વિવિધ પ્રકારની વસ્તુ, હિંદુસ્તાનથી જાતી હતી,
ત્યારે વિલાયત દેશમા, ઉપયોગી એ જનને થતી.
વ્યાકરણ આદિ સર્વ વિદ્યા, વળી કળા કૌશલ્ય તો,
આ દેશમાથી ત્યાં ગયા, પામ્યા અધિક પ્રાબલ્ય તો;

વળી વિ/ડતી થઇ પ્રજા, ભુપતિ અન્યાયી થયા,
કર એ/ઉચ્ચા લાંચીઆ, દિલમાં ન દીન ઉપર દયા.
પણ/ા નિજ ધર્મને સુખથી નહિ પાળી શકે,
એ/ા જન સતાપ પામ્યા, તસ્કરોથી તે તકે;
/રે કરૂણા કરી, શુભ રાજ તેથી આ થયુ,
/ સત સુખથી સંચરે, દુષ્ટો તરફનું દુ ખ ગયુ.
/ભવ વધ્યો વિદ્યા વધી, વળી ચોર લુટારા ગયા,
તે જાણજો આ દેશ ઉપર, પુર્ણ શ્રી પ્રભૂની દયા;
આ રાજય જેવું ન્યાયી બીજુ, છે ન એવુ પ્રીછજો,
તે કારણે આ રાજયનુ, કલ્યાણ ઉરમા ઇચ્છજો.
પણ વાક દેશી તણો, જે આળસુ પડે રહ્યા,
સદ્ધર્મ છોડી કૈંક તો, આસ્તિક મટી નાસ્તિક થયા,
દોલત ગઇ પરદ્વીપમા, વળી ધર્મ પણ ધસી ત્યા ગયો,
મધુપાન આદિ અધર્મ મોટો, અહિં આવીને રહ્યો.
મધુમાસ મુખમાજ લે નહિ, એવી મંડળી ત્યાં થઈ,
લવ વખતમાં તો વીસ લાખ, મનુષ્ય સખ્યા થઇ ગઇ,
છે નામ "વેજીટેરીયન્સ" કરે ન માસાહાર તે,
આધાર રાખે અન્નનો, મધુને કરે ધિક્કાર તે.
એવી રીતે એ દેશમાં શુભ, આચાર ફેલાયો આપણો,
આ દેશમાં અપવિત્ર તો, આહાર પસરે છે ઘણો;
અવતાર ઉંચા કુળમાં ધરી, કર્મ તો નીચા કરે,
સ્વધર્મ પર શ્રદ્ધા નહીં, ભગવાનનો ભય નહિ ધરે.
વિદ્યા તણો નહિ વાક લેશ, કુસંગથી વહી જાય છે,
શુદ્ધ બુદ્ધિ નહિ આધુરૂ ભરયા, એથીજ એવા થાય છે;

હે ! બાલકો ! સ્નેહે સુણો, સૌ વાતનો એ સાર ;
ભાવે પ્રભુ ભક્તિ કરો, તજવા ન સદ આચાર છે.
આ લોકમાં પર લોકમાં, તેથી તમે સુખ પામશો,
આ નાશવંત જગત થકી જે, અચલ પદ તે જામશો,
ભણતર ભણ્યાનું એજ ફળ છે, એમ અંતર જાણજો,
નાસ્તિક તણું ધિક્કાર જ્ઞાન, જરૂર એવું જાણજો.
માબાપની સેવા સજો, સૌ કાળ પૂરા સ્નેહથી,
પીડા ન કરશો પ્રાણિને દુનિયા વિષે નર દેહથી,
તજો તમાકુ ભાગ માજમ, અફીણથી અળગા રહો,
જન થઈ તમારા જીવનું, જો ચિતમાં સારૂં ચહો.
વળી કરજ તો કરશો નહિ, છે કષ્ટ ઝાઝું કરજમાં,
ધન ધીરનારા ધારશે, તે વ્યાજ કેરી ગરજમાં,
મોટા વરા નહિ માંડશો, કુલક્ષણ થઇ ફુલાઇને,
વિખ ખાઇને જન કૈક મુઆ તે, કરજથી અકળાઇને.
સોના રૂપાના અંગ ઉપર, નહિ ઘરેણાં ઘાલશો,
મૃત્યુ વિનાનું મોત ઉપજે, ભાઇ એમાં માલ શો ?
ભુખથી અધિક ન ખાઇએ, રોગ થાય એ થકી,
વળી સ્વચ્છ વસ્તુ વાપરો, તન સ્વચ્છ રાખો તે થકી,
મન મલીન થશે મલીનતાથી, સ્નાન સ્વચ્છ જળે કરો,
પ્રભુ કેરી પુજા વિષે નિત્ય સધર્મ રીતે અનુસરો.

દોહરા

સુધરેલાને સૌ ગમે, અંગ્રેજોની રીત,
કરવા દે નીજ નારને, પરનર સાથે પ્રીત.
એકાંતે વાતો કરે, જોડે ફરવા જાય,
સુધરેલાને તેય પણ મન [illegible] નહિ, [illegible]

કર ઝાંશીને કેંક તો, આપે ચોટા માંહી,
નિર્લજ કહિ નિંદા કરે, તો સૌ જન ત્યાંહી.
પોતે પણ પરનારની, સાથે રાખે સ્નેહ,
એકાંતે વાતો કરે, જુવાન વયમા તેહ.
દારૂને વળી દેવતા, ભેગા ન રહે જેમ;
અતિ સહવાસે અગના, પરનર સાથે તેમ
શાણા છે જે સાહેબો, રાખે ઉત્તમ રીત,
વિપરીત સહુ રીતીને, ધિક્કારે છે નીત.
આજે દેશી આપણા, રાખે ઉનટી રીત,
કરવા દે જે નારને પરનર સાથે પ્રીત.
પરતાયા છે તે નરો, પ્રેમદા ગઇ પરહાથ,
મેલી પતિ શ્રીમતને, નિર્ધનને કરી નાથ.
ચાકર હોય રસોઇયો, ક્ષત્રી ઘેર ખવાસ,
બૈરા બગડે તે થકી જો રાખે સહવાસ.
દેખે એવા દાખલા તોય ન ઉઘડે આખ;
ઢોંગ સુધારાની પડે, જેની આખે ઝાખ.
મારી નારી છે સતી, ઉચ્ચરે મોએ એમ,
જતી રહી તેના થકી, જેઓ વદતા તેમ.
માતા ભગની કે સુતા, જો વય હોય જુવાન,
તે જોડે નહિ બેસવુ, કદી એકાતે સ્થાન.
મિત્ર પવિત્ર ન માનવો, આ અવસરમાં કોય;
ધન નારીના લોભથી, કેંક હિતસ્વી હોય.

---

# છોકરાંએ કરવાની પ્રાર્થના.

॥ હે પરમેશ્વર તું સત્ય, મંગલ, સર્વ ઠેકાણે વ્યાપી રહ્યો (તારી મુર્તી કે આકાર નથી) તું પરમ ચૈતન્ય રૂપ, મહાસમર્થ તારી કૃપા અપાર, તારો મહિમા અપાર, તારી શક્તિ અપર છે.

હે મહાધિરાજ ! તને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

હે દયાસિંધુ ! આ જગત્ તેં સરજ્યું છે. આકાશમાં સૂર્ય, ચંદ્રમા, ગ્રહ તથા તારા એ બધાં તે ઉત્પન્ન કર્યાં છે. આ પૃથ્વી, સમુદ્ર, નદી, સરોવર, પહાડ, ઈત્યાદી અસંખ્ય વસ્તુઓ તેં સરજી છે. જુદા જુદા જીવોને ઉત્પન્ન કરીને તેઓના પોષણને માટે તેં યથાધટીત ગોઠવણ કરી છે, અમારે ખાવાપીવાની તથા અનેક પ્રકારના સુખ મળવાની વસ્તુનો અખુટ ભંડાર તેં ભરી મુકેલો છે. આ તારો અમારા ઉપર કેટલો બધો ઉપકાર તથા દયા છે ! એનું વર્ણન હું રંક બાળક શું કરૂં ? તું પીતા પ્રમાણે મારી સંભાળ લે છે. હું તને દેખતો નથી પણ તું મને જુએ છે. મને વિશ્વાસ છે કે તું સત્ય છે. તારી આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે.

હે મહાધિરાજ ભક્તવત્સલ ભગવાન ! હું તારે શરણે આવીને તારે ચરણે મારૂં મસ્તક નમાવીને માગું છું કે તું મને એવી રૂડી બુદ્ધિ આપ કે હું સદાકાળ તારા મંગળ નિયમ, તારી સુશિક્ષા પાળું. ભુંડા કામથી દુર રહું, જુઠું બોલવું, કોઇના શરીરને કે મનને દુઃખ દેવું, ચોરી કરવી એ સઘળા પાપકર્મથી વેગળો રહું ને અનીતીને રસ્તે ચાલું નહિ. તેં મારી સંભાળ રાખીને ઘણું સુખ આપ્યું છે તેનો હું મારા અંતઃકરણથી તારો પાડ માનું છું. હે પ્રભો તું સઘળાં પાપ માફ કર અને મારૂં મન પવિત્ર કર ખોટી ઇચ્છાઓ ન થાય તથા દુષ્ટ અને પાપ ભરેલા વિચાર

## ( જાહેર ખબર. )

નીચે મુજબ પુસ્તકો પ્રકાશમા આવેલાં છે:—

| નામ. | કીમત. | ટપાલ ખર્ચ |
|---|---|---|
| વિદ્યાર્થીને કાવ્ય સુબોધ. | ૦—૧—૦ | ૦—૦—૬ |
| ગટુલાલજી જીવનચરીત્ર કાવ્યરૂપે. | ૦—૧—૦ | ૦—૦—૬ |
| આપની અરજી કાવ્યરૂપે. | ૦—૦—૩ | ૦—૦—૬ |
| સુબોધ મનોહરકાવ્ય. | ૦—૦—૩ | ૦—૦—૬ |
| મિત્રવિલાસ કાવ્યરૂપે | ૦—૧—૦ | ૦—૦—૬ |
| વિહારીલાલજીનું વીરહ વર્ણન. | ૦—૦—૬ | ૦—૦—૬ |
| કન્યાવિક્રય નિષેધ કાવ્ય. | ૦—૦—૩ | ૦—૦—૬ |
| મોતીલાલભાઇનો સ્વર્ગવાસ. | ૦—૦—૦ | ૦—૦—૦ |

અપ્રકાશ પુસ્તકના નામ. [illegible] છે.

| | |
|---|---|
| ચોસઠ કળા કાવ્ય. | બોધ રસીક[illegible]વીને |
| ગુજરાત રટણુ. | મણીબાનો [illegible] રૂડી |
| વિદ્યાર્થીને કાવ્ય મદ્ય. | વિરુધ્ધ વી[illegible]શિક્ષા |
| કાવ્ય કલ્પતરૂ. | [illegible]રને કે |

ઉપર મુજબ પુસ્તકો વૈશ્નવ ધર્મના વસંત, ધ[illegible] નીચે સહી કરનારને ત્યાંથી રોકડી કીમતે મળશે. નોટપેડ પત્ર લેવામા આવશે નહિ. ટપાલખર્ચ જુદુ. સામટા મંગાવનારને કમીશન આપવામા આવશે.

ઠેકાણું | ગોરધનરામ લલુરામ વ્યાસ